# બાળગીત



પ્રકાશક :

મોહનલાલ ઈશ્વરદાસ મહેતા

ઢાલની પોળ—અમદાવાદ

કિંમત એક આનો



# બાળગીત

૧

## બાળપ્રાર્થના



તું માતા, તું છે પિતા,
તું બંધુ જગનાથ!
તું સઘળું દેનાર છે,
સાચો તું સંગાથ.
તારી આ દુનીઆ બધી,
તારા સુરજ ચંદ્ર.
તારાથી સહુ જીવીએ,
કરીએ નિત આનંદ.

કાલાં ઘેલાં બાળકો,
નમીએ નામી શીશ.
સાચી સમજણ આપજે,
ઓ મોટા જગદીશ !

૨

**પ્રભુ** ! તને સદા સદા, ખુશી થઇ નમું નમું,
હમેશ હું હરૂં ફરૂં, તનેજ કેમ વિસરૂં ?—પ્રભુ
જમીન, પાણી, વાયરો, વનસ્પતિ, જનાવરો,
અનાજ, ઘાસ તેં કર્યાં, અનેક રંગ આદર્યાં—પ્રભુ
સુખી થવા કર્યું સહુ, ભલો ન કેમ થાઉં હું ?
ભૂલોની માફ માગી હું, તને સદા નમું નમું—પ્રભુ

૩

હે **પ્રભુ** ! તારી કુદરત ન્યારી,
અદ્‌ભુત રચના, લીલા સારી—હે પ્રભુ
ઝાડ પાંડ વન ઉપવન ભારી,
રણવગડા ભૂમિ રઢીઆળી.
સરવર સરિતા જો સુખકારી,
નિર્મળ જળ સ્થળ શોભા સારી—હે પ્રભુ
શીતળ મંદ સુગંધ પ્રસારી,
પવન રહ્યા ઝુલાવી ડાળી.

મેના પોપટ કોયલ કાળી,
મધુર મધુર ટહુકા કરનારી—હે પ્રભુ
મસ્ત મેઘમંડળની હેલી.
વીજ કરતી ચમકારા પેલી.
ઝરમર ઝરમર વરસે વારિ,
ઇંદ્રધનુષ્યની છે બલિહારી—હે પ્રભુ

૪

દયાસિંધુ દીનબંધુ તુંજ દ્વારે આવ્યો આમ,
ગાઉં ગાથા સૂર ભરી એક માગું તારૂં નામ—૧
હુંઢી હુંઢી થાકયો ફરી યુગ યુગ ઠામ ઠામ,
મળી નહિ ભિક્ષા તોયે હોય જેમાં તારૂં નામ—ર
બહુ દિને હાથ લાગ્યો સાચો દાની સાચો શ્યામ,
કોણ છોડે દ્વાર એનું ભિક્ષા વીણ ઠાલી ઠામ—૩
હીરા મોતી માગું નહિ જગ માને જે આરામ,
માગું રાજપાટ નહિ માગું ભિક્ષા રામનામ—૪

૫

## ગુજરાત માત.



અમ જન્મ ને જીવન હો, **ગુજરાત માત** ચરણે;
તપસિદ્ધિ પૂર્વ પુણ્ય હો, ગુજરાત માત ચરણે—હાંરે

ફૂલડાં ખીલી વસંતે ચઢતાં શ્રીદેવ કંઠે;
એમ પુષ્પ શાં સૂજન હો, ગુજરાત માત ચરણે—૧
ગૂઢ ભોગ ગીત ગાતી, સરિ સિન્ધુમાં સમાતી;
ત્યમ ભાવના વહન હો, ગુજરાત માત ચરણે—૨
ઋષિયજ્ઞ યોગ અર્થે, નૃપયજ્ઞ ભોગ અર્થે;
એમ કર્મયજ્ઞ ફળ હો, ગુજરાત માત ચરણે—૩
સરમાં સરોજ ખીલે, વિલાય છે સલીલે;
ખીલ્યાં હૃદય કમળ હો, ગુજરાત માત ચરણે—૪
વા'લાંને સૌથી વા'લી, ફૂલપાંખડી દે માળી;
વા'લું જીવનરતન હો, ગુજરાત માત ચરણે—૫

૬

## ઓ હિંદ દેવભૂમિ



**ઓ હિંદ** ! દેવભૂમિ ! સંતાન સૌ તમારાં,
કરીએ મળીને વંદન, સ્વીકારજો અમારાં.
હિંદુ અને મુસલમીન, વિશ્વાસી, પારસી, જિન,
માતા ! સમાન રીતે, સંતાન સૌ તમારાં.
પોષો તમે સહુને, શુભ ખાનપાન બક્ષી,
સેવા કરે બને તે, સંતાન સૌ તમારાં.

પૂર્વે થયા પ્રતાપી, શ્રીરામ કૃષ્ણ જેવા,
અકબર શિવાજી તેવા, સંતાન સૌ તમારાં.
વાલ્મીકિ વ્યાસ, નાનક, દાદુ, નઝીર, તુલસી,
તુકા, કબીર, દેવી, સંતાન સૌ તમારાં.
ગોપાળ, કૃષ્ણ, દાદા, કેશવ, તિલંગ, અહમદ,
સિદ્ધાર્થ સાથ રાહુલ, સંતાન સૌ તમારાં
ગાંધી, તિલક, શૌકત, મહમદઅલી ને નહેરૂ,
લાલાજી, ચિત્તરંજન, સંતાન સૌ તમારાં.
સીતા, અને સુભદ્રા, તારા, અને અહલ્યા,
ઝેબુન્નિસા, ને મીરાં, સંતાન સૌ તમારાં.
ચાહો બધાં પરસ્પર, સાહો બધાં પરસ્પર,
એ પ્રાર્થના કરે આ સંતાન સૌ તમારાં.

૭

## દડો



સૌના દડા કેવા? ગોળ લાડુ જેવા.
શાના છે બનેલા? ઊનના ગુંથેલા.
ઊન હોય ક્યાંએ? ઘેટાં હોય ત્યાંએ.
બધાં ઘેટાં ધોળાં હોય? ના કોઈ કાળાં હોય,
જુદા રંગ શાથી? રંગમાં રંગ્યાથી.

ભાર એમાં કેવો? હલકા પીંછા જેવો.
ભોંયે પછાડો, ઉછળીને આવ્યો.

૮

## બિલાડી



મેં એક બિલાડી પાળી છે,
તે રંગે બહુ રૂપાળી છે,
તે હળવે હળવે ચાલે છે,
ને અંધારામાં ભાળે છે!
દહીં ખાય, દૂધ ખાય,
ઘી તો ચપચપ ચાટી જાય.
તે ઉંદરને ઝટપટ ઝાલે,
પણ કુતરાથી બીતી ચાલે,
એના ડીલ પર ડાઘ છે,
એ મારા ઘરનો વાઘ છે.

૯

## ચકલી



ચકલી કેવી રૂપાળી આ, કાળો ધોળો રંગ;
ચાંચ નાની પાંખ નાની, નાનું નાનું અંગ—ચકલી૦

નાનકડાં નીજ બચ્ચાંનું એ, પ્રેમે રક્ષણ કરે;
ઉડી ઉડીને કણ લાવીને, બાલ ચાંચમાં ભરે—ચકલી૦

આમ ઉડે વળી તેમ ઉડે ને, મન માને ત્યાં ફરે;
નાચે કૂદે રમે ધૂળમાં, ચીંચીં ચીંચીં કરે—ચકલી૦

હેત મને બહુ ચકલી ઉપર, ભાગ હું એનો રાખું.
ચીંચીં કરતી ચકલી આવે, રોજ રોજ ચણ નાખું
—ચકલી૦

૧૦

## કાગારાગા



અમે કાળાને કામણગાળા કે કરીએ કા....કા....કા
અમે ગાતા બહુ રાગ રસાળા કે ,, ,,
અમે ચાંપીને ચાલીએ બંદા કે ,, ,,
અમે છેતરીને છોડીએ ફંદા કે ,, ,,
અમે સંપી સંગાથ વસનારા કે ,, ,,
અમે ભેળા મળી જમનારા કે ,, ,,
અમે છોટા અક્કલમંદ મોટા કે ,, ,,
અમે કૂદીએ હો કૂદે લપેટા કે ,,
અમે રજ કેરૂં ગજ કરનારા કે ,, ,,
અમે રોજરોજ મોજ ભરનારા કે ,, ,,

અમે જાગીએ જગતથી વ્હેલા કે ,, ,,
અમે ખેલવે સરવથી પહેલા કે ,, ,,
અમે ચટચટ ચણીએ દાણા કે ,, ,,
અમે કહેવાઇએ કાગારાણા કે ,, ,,

૧૧

## પોપટ



ક્યાંરે ગયો એ ક્યાંરે ગયો ?
મારા પીંજરાનો પોપટ ક્યાંરે ગયો ?
કેવડાની પાંખ ને
માણેકની ચાંચ છે
હૈયાનો હાર ક્યાં છૂટી પડયો ?
મારા પીંજરાનો પોપટ ક્યાંરે ગયો ?
કોટે છે વાંકલો
કસ્તુરીનો કાંઠલો
અંતરનો પ્રાણ એ ક્યાંરે ગયો ?
મારા પીંજરાનો પોપટ ક્યાંરે ગયો ?
શોધી મેં શેરીયો
જોયાં મેં જંગલો
મીઠા બોલો ના ક્યાંએ મળ્યો
મારા પીંજરાનો પોપટ ક્યાંરે ગયો ?

૧૨

# મોર



આ જુઓને મોરલો છે ઝાડે,
કેવો બેસી ઉપર બૂમો પાડે.
તે ટેંહુક ટેંહુક બોલે છે,
તેની ડોક તો કેવી ડોલે છે.
એને માથે તો ફુમતું ફરકે છે,
રૂડું રૂપ રૂપાળું ચળકે છે.
પચરંગી છે પીંછાં અંગે,
ડીલ દેખો તો વાદળી રંગે.
કેવો કળા કરી તે નાચે છે,
દેખી દેખીને દિલડું રાચે છે.

૧૩

# ઝાડ



આ ઝાડ કેવું છે ? ફૂલ આપે એવું છે.
એ ફૂલ કેવું છે ? દેવને ચઢે એવું છે.
એ દેવ કેવા છે ? વિદ્યા આપે એવા છે.
એ વિદ્યા કેવી છે ? સુખ આપે એવી છે.

૧૪

## દેવ



એક હતા દેવ, તેમને એવી ટેવ,
જે કોઈ તેમને જાપે, તેને માગ્યું આપે.
મેં તે દેવને જાપ્યા, તેમણે હાથ બે આપ્યા,
હાથ વડે કરૂં કામ, દેવને કરૂં પ્રણામ.
દેવે આંખો દીધી, જોઉં સઉને તેનાથી,
દેવે દીધા કાન, સાંભળું તેથી જ્ઞાન.
દેવે દીધા પગ, તેનાથી ભરૂં ડગ,
દેવે નાક દીધું, શ્વાસ લઉં ફૂલ સુંઘું.
દેવે દીધી વાણી, બોલું પ્રીતિ આણી,
દેવને પગે લાગી, વાણીથી લઉં માગી.
સારી બુધ્ધિ દેજો, મારી સાથે રે'જો.

૧૫

## ગાય



આ ગાય કેવી છે ? દૂધ આપે એવી છે.
એ દૂધ કેવું છે ? દહીં થાય તેવું છે.
એ દહીં કેવું છે ? માખણ થાય તેવું છે.
એ માખણ કેવું છે ? ઘી થાય તેવું છે.

એ ઘી કેવું છે? લાડુ થાય તેવું છે.
એ લાડુ કેવા છે? બ્રાહ્મણ જમે એવા છે.
એ બ્રાહ્મણ કેવા છે? જોષ જુએ એવા છે.
એ જોષ કેવા છે? **સ્વરાજ** મળે એવા છે.

૧૬

## ફુદરડી

ફરો ફરોને છોકરાં! ફુદરડી
 જેમ ફરે ઉંદરડા ઉંદરડી–ફરો.
ફરે ચાંદો સુરજ બે ઉંદરડા
 પેલા તારલીઆ સહુ ઉંદરડી–ફરો.
ફરે દિવસો તે ધોળા ઉંદરડા,
 પેલી રાત રૂપાળી ઉંદરડી–ફરો.
ફરે મેઉલો મોટો ઉંદરડો,
 પેલી વાદળીઓ સૌ ઉંદરડી–ફરો.
ફરે ઇશ્વર જો થઇ ઉંદરડો,
 તો દુનીઆ થઇ જાય ઉંદરડી!–ફરો.

૧૭

## કેવી મઝા

પહેલા વહેલા પરમેશ્વર ને બીજી ભારત મા,
ત્રીજા મારા માતપિતાનો સેવક ચોથો આ.

કેવી મઝા ભાઈ કેવી મઝા !
સેવાના મેવા કેવી મઝા !

પહેલા રાજા પરમેશ્વર ને પછી બીજા રાજા,
ત્રીજા મારા ગુરુજી રાજા હું ચોથો રાજા.

કેવી મઝા ભાઈ કેવી મઝા !
બધાય રાજા કેવી મઝા !

પહેલી પૂજા પરમેશ્વરની બીજી સંત-પૂજા
ત્રીજી પૂજા માતપિતાની ચોથી દેશ-પૂજા

કેવી મઝા ભાઈ કેવી મઝા !
પૂજાને પુણ્ય છે કેવી મઝા !

ઘરમાં રમવું બહાર રમવું નિશાળમાંયે રમવું
રમતાં લાગે ભૂખ ત્યારે, થોડું થોડું જમવું

કેવી મઝા ભાઈ કેવી મઝા !
રમવું ને જમવું કેવી મઝા !

૧૮

## પંખીની ટોળી



જુઓ જુઓ પંખીની આ ટોળી.
એમાં કબુતરોની જાત ભોળી—૧.

તેમાં **ગરૂડજી** મોટા રાજા
ચાંચ મોટી શરીરે છે તાજા—૨

સામા બેઠા **પોપટભાઈ** કારભારી
એની બોલી લાગે છે બહુ સારી—૩

જુઓ લુચ્ચામાં લુચ્ચા **કાગડા** છે
સૌ પંખીમાં એ તો નાગડા છે—૪

**હંસ મોર મેના** ને **કોયલ** છે
**ગીધ સમડી**ને આપે જોયેલ છે—૫

છેલ્લે **કાબર ચકલી**ને **હોલા**
છેક **બગલા** છે મોટા ઢોલા—૬

૧૯

## માતા



જો આખા જગતમાં જગે જગ ફરે,
પણ માના જેવો પ્યાર કંઈ ના જડે.

બહુ હેત આવે અને તે ટળે,
પરંતુ ન મા-હેત ઓછું પડે.

ઓ માતા! ઓ માતા! વહાલી ઓ માય!
ન તુંજ પ્યાર જેવો જગતમાં જણાય.

બધું સોનું રૂપું હીરાઓ મળે,
વળી રાજનો તાજ સાથે ભળે.
જગતનુ બધું ધન કદાપિ મળે,
નકામું છે મા-હેત વિના ખરે.

ઓ માતા! ઓ માતા! વહાલી ઓ માય!
ન તુંજ પ્યાર જેવો જગતમાં જણાય.

૨૦

## બાપ



બાપ તે તો બાપ
સઘળા બાપના પ્રતાપ.

દાના ને દિલ સાફ
તે તો બાળઘેલા બાપ!

વાંક કરતા માફ
તે તો એક વહાલા બાપ!

જીવનના સંતાપ
તે તો ટાળનારા બાપ!

બુદ્ધિબળની છાપ
તે તો આપનારા બાપ!

જયસિદ્ધિ ને તાપ
આત્મ જગાવનારા બાપ !
પ્રભુ જગતના તાત
તેનું ભાન કરાવે બાપ !
જાણીએ શા ગુણજાપ ?
વન્દી અધીન રહીએ તાત !

૨૧

## શાળા



શાળા અમારી તીર્થભૂમિ, જ્ઞાનગંગા ત્યાં વહે;
શિક્ષાગુરુ ત્યાં દેવ છે, ત્યાં શારદાનો ધ્યેય છે.
સંગીત નીતિ ગેય છે, અભ્યાસ ભક્તિમાં રહેઃ—શાળા
શાળા અમારી ફૂલવાડી, ત્યાં સુવાસ સુશીલતા;
આનંદ ગમ્મત ખેલ નાના, સંગને ઓપાવતાઃ—શાળા
શાળા અમારી રાજધાની, શારદા રાણીતણી;
વહાલાં અમે બાળો, અમોને નીરખી રાજી ઘણીઃ—શાળા
આ યજ્ઞવેદી યત્નની છે, રંગભૂમિ ઉમંગની;
જયવંત ક્ષેત્ર નિપૂર્ણની, સર્વસ્વ સૌ ઉરમાં બનીઃ—શાળા
શાળા અમારૂં સ્વર્ગ છે, નિશાળ નંદનવન છે;
ત્યાં દેવનાં દર્શન છે, દેવીગિરા સુપ્રસન્ન છેઃ—શાળા

૨૨

# ગુરૂસ્તવન



હતો મૂઢ અજ્ઞાન હું મંદ પાપી,
સુધાર્યો ગુરુ જ્ઞાનનું દાન આપી;
ભણાવી ગણાવી કીધો ભાગ્યશાળી,
અરે, કેમ ભૂલું કૃપા એ તમારી...૧

ગુરુજી હતો છેક હું બાળ નાનો,
વળી મૂર્ખ ને સાવ બુદ્ધિ વિનાનો;
દઈ સાન કાપી કુબુદ્ધિ અમારી,
ઉરે કાળજી રાખી વિદ્યા વધારી....૨

મૂકી હાથ માથે શુભાશિષ દીધી,
સદા શિષ્ય શિરે દયા ખૂબ કીધી;
કર્યા વાંક સૌ સ્નેહથી માફ મારા,
ગુરુ કેમ આભાર ભૂલું તમારા....૩

તમે છો સદા દુઃખને ટાળનારા,
હણો કલેશ અજ્ઞાનના આપ મારા;
સદા શિખ દો ઓ રૂડા જ્ઞાન સિન્ધુ,
ભલી ભક્તિ ધારી ગુરુ રોજ વંદું....૪

૨૩

# રાસ

## હાલો હાલોને



હાલો હાલોને એકવાર હાલો,
ભજનમાં જઇએ ભજનમાં જઇએ રે.

મારા પ્રભુના રથડા શણગારો
ભજનમાં જઇએ (૨)

તમો એકવાર, હાં રે તમો એકવાર
ઉભલા રહેજો: ભજનમાં જઇએ (૨)
હાલો હાલોને.

તમો એકવાર, હાં રે તમો એકવાર
દંડવત કરજો; ભજનમાં જઇએ (૨)
હાલો હાલોને.

તમો એકવાર, હાં રે તમો એકવાર
જમણા ફરજો: ભજનમાં જઇએ (૨)
હાલો હાલોને.

તમો એકવાર, હાં રે તમો એકવાર
ડાબા ફરજો: ભજનમાં જઇએ (૨)
હાલો હાલોને.

તમો એકવાર, હાં રે તમો એકવાર
કુદકી ફરજો; ભજનમાં જઇએ (૨)
હાલો હાલોને.

તમો એકવાર, હાં રે તમો એકવાર
રાસ રમજો: ભજનમાં જઇએ (૨)
હાલો હાલોને.

૨૪

## રાસ



પુનિત સંતોનાં વૃન્દ (૨)
. આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.
મૈયા ભારતી સોહન્ત (૨) ....આજે.

કુંજે વસંત કંઇ–ગુંજે નવ પ્રેરણા
કોકિલા કુહુકે ટહુકન્ત ....આજે.
હૈડે રસચેતના જગાવે સ્નેહજ્યોતશી
ગિરિ ઝંકાર પ્રગટન્ત ....આજે.

અંતરમહીં ભક્તિ જગન્નાથ જન્મભૂમિની
　　　ઝગમગંતા ઓજસે લસન્ત 　　　....આજે.
શોભન જગ મોહને બતાવી જીવન માધુરી
　　　હિન્દી નવ કોટિ હસંત 　　　...આજે.
હિંદુ મુસલમીન એક તાંતણે ગુંથાઈને
　　　એકતાને રાસ શા રચંત 　　　....આજે.
આત્મકેરાં રાજ્ય નકી ટકી રહે ત્રિભુવને
　　　જય હિન્દ! ગાજશે દિગન્ત 　　　....આજે.

૨૫

## ભજન



વાગે છે રે, વાગે છે, કાયામાં ઘડિયાળ વાગે છે. (૨)
જેનો શબ્દ ગગનમાં ગાજે છે, કાયામાં ઘડિયાળ—(૨)
　　આ રે કાયામાં દસ દરવાજા,
　　　　માથે જમડા તાકે છે—કાયામાં—(૨)
　　આ રે કાયામાં બાગબગીચા,
　　　　ભમરા ગોઠમ માગે છે—કાયામાં—(૨)
　　આ રે કાયામાં જ્યોત બળે છે,
　　　　તેજનો ઝબકાર ગાજે છે—કાયામાં—(૨)

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
ચરણકમળ ચિત્ત લાગે છે-કાયામાં-(૨)
વાગે છે રે વાગે છે, કાયામાં ઘડિયાળ વાગે છે (ચલતી)

૨૬

## આવકાર



ધન્ય ભાગ્ય અમારાં, આજ પધાર્યાં મોંઘેરા મેમાન
હૃદયથી આજ કરીએ, સ્નેહતણાં સન્માન-ધન્ય૦

કુંકુંમ પગલાં પુનિત પનોતાં, પુનિત કરે આ સ્થાન
તમ દર્શનથી છે અમ હૈયાં, હર્ષ વિષે ગુલતાન-ધન્ય૦

સજ્જનનો સંગ છે અતિ દુર્લભ, શાં કરીએ ગુણગાન
પારસમણી સમ આપ પધાર્યાં, સ્વીકારો સન્માન-ધન્ય૦

૨૭

## આવકાર



કરજો કૃપા પુનઃ મેમાનો (૨)
માનસસરના રાજહંસ સઉ,
દેજો દર્શન દાનો:—કરજો

આજ અમારા દેવ દયા કરી આવ્યા,
જ્ઞાનસરોનાં નિર્મળ નીરનો,
લીધો અનુપમ લ્હાવોઃ—કરજો

ભાવ ભરીના આવડી સેવા, કર્યાં નહિ ગુણગાવાનો
સુજ્ઞજનોને યોગ્ય અમોએ,
દીધાં નથી સન્માનોઃ—કરજો

૨૮

## સન્માન



અંતરનાં સન્માન, અમારાં અંતરનાં સન્માન
અમ જીવનને ક્ષણ ક્ષણ વ્હેણે
ધરત નયન મન ધ્યાન—અમારાં

વિશ્વ વિકસતી લીલા નવલી,
પ્રાણ તણાં ત્યાં તાન—અમારાં

સુંદર વચને અમૃત નજરે,
વિલસે લઘુ સંતાન—અમારાં

ઝીલજે વત્સલ! શિશુજન વંદન
મુગ્ધ હૃદય ફૂલદાન—અમારાં

૨૯

## ડ્રીલ

ડ્રિલ આપણી પુરી થઇને
ચાલો જઇએ બારોબાર,
ધીમા ધીમા પગ ઉપાડી
ચાલો સર્વે હારોહાર.

સ્વસ્થ બનીને સર્વે ચાલો
આડું અવળું નવ જોશો,
સાચવજો સહુ દફતર પોતે
નહિ તો તેમાંનું ખોશો.

ઉભા રહો સૌ સૌને ઠામે
આઘા પાછા નવ થાશો,
સૌ સાથે શિક્ષકને પોતે
નમન કરીને સ્થિર બેસો.

૩૦

## હમારા દેશ હિન્દુસ્તાન



હમારે જાનસે પ્યારા હમારા દેશ હિન્દુસ્તાન,
સકલ બ્રહ્માંડસે ન્યારા, હમારા દેશ હિન્દુસ્તાન.

હિમાલયસમ બડે ગિરિરાજ સ્પર્ધા સ્વર્ગસે કરતે,
ગંગા સિંધુ યમુનાદિ નદિયાં દે રહી મધુપાન. ૧
મહાસાગર સદા જીસકે ચરનકો પ્રેમસે ધોતે,
અમેરિકા બ્રિટન આદિ સભીકો દે રહા અન્નદાન. ૨
મહાત્મા કૃષ્ણ અરૂ શંકર મહાજ્ઞાની હુવે જહાંમે,
ઉન્હીં કે પુન્ય ચરણોંસે પુનિત યહી દિવ્ય હિંદુસ્તાન ૩
હમારે રકત સ્નાયુમેં ભરા હૈ શૌર્ય ભારતકા,
બને કર્તવ્ય અનુરાગી ન્યોછાવર કરદે અપની જાન ૪
મુસલમીન પારસી ક્રિશ્ચિયન, અરૂ શીખ હિંદુ સબ હિંદવાન
સભીકો પોષતા પ્યારા હમારા દેશ હિન્દુસ્તાન. ૫

૩૧

## વિદ્યાની વાડી

મારી નિશાળ, આ મારી નિશાળ,
વિદ્યાની વાડી, આ મારી નિશાળ;
ગુરૂ અમોને ગૌરવ શીખવે,
પંડયાજી શીખવે પાઠ;
શાસ્ત્રો અમોને શાસ્ત્રીજી શીખવે,
આચાર્ય શીખવે આચાર--મારી.
શ્રી રામદૂત તો રમત શીખવે,
કાનજી શીખવે કામ;

બીજું અમોને બીજતાં શીખવે
હોલાજી શીખવે દાન—મારી.

પહેલું ધોરણ પ્રભુપૂજન શીખવે,
બીજું શીખવે બોધ;
ત્રીજું અમોને તર્પણ શીખવે,
ચોથું શીખવે શોધ—મારી.

અમે સહુને ગુરુજી ગણીએ,
બનીએ સહુના શિષ્ય;
ગુરુ થવાને આવજો અહિંયાં,
અમે લઇશું શીખ—મારી.

૩૨

## પ્રણામ



. પ્રણામ આ સ્વીકારજો
રજા ખુશીથી આપજો,
ક્ષમા ભૂલોની યાચીએ
પ્રસન્ન દેખી રાચીએ.

